# ધ્રાંગધ્રા પોલીસ અત્યાચાર તપાસ-સમિતિનો અહેવાલ

૧. આ સમિતિ ધ્રાંગધ્રા રાજ્યમાં સપ્ટેમ્બર તથા ઓક્ટોબર સને ૧૯૩૧માં પ્રજાજનો પ્રત્યે અત્યાચાર વાપર્યાનું કહેવામાં આવે છે, તે સંબંધે તપાસ કરી અભિપ્રાય આપવા માટે તા. ૨૮-૧૦-૧૯૩૧ના રોજ શ્રી ધ્રાંગધ્રા સહાયક કાઠિયાવાડ સમિતિએ નીમેલ છે.

૨. આ સમિતિએ તા. ૭ નવેમ્બર સને ૧૯૩૧ના રોજ રાજકોટ મુકામે તપાસ શરૂ કરી હતી અને બંને પક્ષની હકીકત સંપૂર્ણ રીતે જાણી શકાય એટલા માટે નામદાર મહારાજા રાજસાહેબને તા. ૧-૧૧-૧૯૩૧ના વિનતિપત્રથી તેઓ નામદારને ગ્રોગ્ય લાગે તો રાજ્યના પ્રતિનિધિ મોકલવા અરજ કરવામાં આવી હતી અને તેમાં તપાસ શરૂ કરવાનું સ્થળ તથા સમય પણ લખવામાં આવ્યો હતો. તે વિનતિપત્રનો કાંઇ જવાબ અમને મળેલો નથી.

૩. આ તપાસને અંગે તા. ૭ તથા ૮ નવેંબર સને ૧૯૩૧ના રોજ રાજકોટ મુકામે આ સમિતિએ સાહેદોની જુબાની લીધી હતી. ત્યારબાદ તા. ૨૨ નવેંબર સને ૧૯૩૧ના રોજ વઢવાણ કાંપ તથા શહેર મુકામે સાહેદોની જુબાની લેવામાં આવી હતી. ધ્રાંગધ્રા તથા હળવદ મુકામે તા. ૨૯ નવેંબર સને ૧૯૩૧ના રોજ વિશેષ પુરાવો લેવાની મુદત મુકરર કરી હતી. પણ સમિતિના સભ્યોને ધ્રાંગધ્રા રાજ્યની હદમાં પ્રવેશ કરવા મનાઈ કરવામાં આવી હતી. તે ઉપરથી નામદાર મહારાજા રાજસાહેબને તા. ૩૦-૧૧-૩૧ના રોજ વિનતિપત્ર લખી ધ્રાંગધ્રા રાજ્યમાં દાખલ થવા માટે પરવાનગી માટે અરજ ગુજારી હતી. તેનો જવાબ હજુ સુધી અમને મળેલ નથી અને જવાબ મળવાની વધારે વખત રાહ જોવાથી કામ લંબાણ ઉપર પડવા સંભવ છે, તેથી અમારો રીપોટ તૈયાર કરવાનું અમે યોગ્ય ધાર્યું છે. હવે પછી અમને ધ્રાંગધ્રામાં જવાની પરવાનગીનો હુકમ પ્રાપ્ત થશે તો જે વિશેષ હકીકત અમને મળશે તેની રૂએ જુદો રીપોર્ટ કરવા કે આ રીપોર્ટમાં તે ઉપરથી ફારફેર કરવા જરૂર જણાશે તો તે કરવાને આ રીપોર્ટથી કાંઇ પ્રતિબંધ થશે નહિ.

૪. અમારી પાસે જે જુબાનીઓ થઇ છે તેમાં ૧૦ બહેનો તથા ૫૪ ભાઇઓની જુબાની છે. અને તેમાં ધ્રાંગધ્રાના ૨૯ અને ૩૫ હળવદના સાહેદોની જુબાનીઓ છે.

૫. આ કામમાં જે પુરાવો અમારી પાસે પડ્યો છે તે ઉપરથી એમ જણાય છે કે, ધ્રાંગધ્રાના નીચે લખેલ નવ શખ્સો કાઠિયાવાડ રાજકીય પરિષદની બેઠક ધ્રાંગધ્રામાં ભરવા માટે જહેમત ઉઠાવતા હતા અને તેમાંથી નં. ૧ થી ૮ સુધીનાને તા. ૨૧-૯-૩૧ના રોજ પોલીસે પકડ્યા હતા અને તેમને જેલમાં લઇ જવામાં આવ્યા હતા. તેને પરિણામે આ આખું પ્રકરણ ઉત્પન્ન થયું છે.

૧. માણેકચંદ નાનજી ૨. ડાહ્યાલાલ ઓધડ ૩. ભગવાનજી જગજીવન ૪. રતિલાલ અમૃતલાલ ૫. ઉજમશી સુરચંદ ૬. સુખલાલ રામજી ૭. હરખચંદ નાગરદાસ ૮. ચમનલાલ વીરચંદ ૯. લાભશંકર નાનજી.

૬. અમારી પાસે નીચેની બાબતોને લગતો પુરાવો રજૂ કરવામાં આવ્યો છે :

(૧) ઉપર જણાવેલ નવ ભાઇઓને વિદાય દેવા માટે માણસો ભેગા થયેલા તેમના ઉપર તા. ૨૧-૯-૩૧ના રોજ સાંજના લગભગ ૫ વાગે લાઠીચાર્જ કરવામાં આવ્યો હતો અને તેમાં લગભગ ૪૦ જણાને માર પડ્યો હતો. તેમાં વૃદ્ધ તથા બાળકોને પણ માર પડ્યા હતો અને ગ્રીનચોકમાં દુકાનોના ઓટા ઉપર જે ભાઇઓ હતા તેમને તથા માલ ખરીદવા જનારને પણ માર પડયો હતો.

(૨) ઉપરના ભાઇઓને પકડ્યાના ખબર પડતાં કેટલીક બહેનો તેમને જેલમાં મળવા જવા માટે

આવેલી; પરંતુ તેમને પોલીસે અટકાવતાં તેઓ રાજમહેલ તરફ નામદાર મહારાણી સાહેબને અરજ કરવા જતાં હતાં. તેમને શક્તિ માતાના મંદિર પાસે પોલીસે કોર્ડન કરી અટકાવ્યાં તે ઉપરથી તેઓ ત્યાં બેસી ગયાં અને ત્યાં બહેનો ભેગી થએલી તેમના ઉપર પણ તા. ૨૧-૯-૩૧ના રોજ સાંજના લાઠીચાર્જ થએલો. તેમાં લગભગ ૦ બહેનોને વાગેલ અને તેમાં કેટલાંક બહેનો સગર્ભા હતાં, અને કેટલાંકની પાસે નાનાં બાળકો હતાં.

(૩) તા. ૨૨-૯-૩૧ના રોજ એક ભાઇ કાંતિલાલ છગનલાલ દફતરી (આંક ૪૫) ને, તેને ઘેર સુતા હતા ત્યાં પોલીસ તેને ઘેર જઈ બોલાવીને ગ્રીનચોકમાં લાવ્યા અને ત્યાં તેને મારવામાં આવ્યો.

(૪) તા. ૨૨ સપ્ટેમ્બર સને ૧૯૩૧ના રોજ કેટલાંક ઓટલાઓ ઉપર બેઠાં હતાં ત્યાં માણસો ભેગા થએલ તેમના ઉપર રાતના દશ વાગ્યે લાઠીચાર્જ થયો અને મનોરદાસ મોહનલાલ બજાર તરફ જતાં તેને માર પડ્યો. તેની મા પરીબાઇને ખબર પડતાં ને તેને છોડવાની માગણી કરતાં, તેને છાતીમાં મારવામાં આવ્યું.

(૫) તા. ૨૦-૯-૩૧ના રોજ કેટલાક ભાઇઓને તેમની પોલીસે બોલાવીને જુદી જુદી જગ્યાએ માર્યાં તથા ઘેર પણ માર માર્યો તથા તા. ૨૯-૧૦-૩૧ના રોજ એક ભાઇને માર્યો.

(૬) તા. ૨૧-૯-૩૧ના રોજ ધ્રાંગધ્રામાં આઠ ભાઇઓને ગીરફતાર કર્યાના તથા લાઠીચાર્જ થયાના ખબર હળવદમાં મળ્યા ને તે રાત્રે વિચાર કરવા માટે નાનાલાલ મોરારજી દવેને ઘેર કેટલાક શખ્સો ભેગા થએલા. તે પાછા ફરતા દરબારગઢનાં નાકા નજીક તેમને માર્યા.

(૭) તા. ૨૨-૯-૩૧ના રોજ ઉપરનાં કારણે હડતાલ પાડવામાં આવી હતી. તે રોજ સવારના નવ વાગ્યાના સુમારે લક્ષ્મીનારાયણના મંદિર પાસે ભેગા થએલા લોકો ઉપર લાઠીચાર્જ કરવામાં આવ્યો, તેમાં લગભગ ૧૫૦ માણસોને માર પડ્યો. ત્યારબાદ તા. ૩-૧૦-૩૧ સુધી આ હડતાળ ચાલુ રહેલી હતી.

(૮) ધ્રાંગધ્રામાં બનેલા આ બનાવો સંબંધે વિચારો જાહેર કરવા માટે તા. ૨૧-૧૦-૩૧ના રોજ ધ્રાંગધ્રા દિન તરીકે ઉજવવાનું નક્કી થએલું; પણ ધ્રાંગધ્રા સ્ટેટના ડીસ્ટ્રીક્ટ માજીસ્ટ્રેટ સાહેબે ક્રી. પ્રો. કો. ક. ૧૪૪ ઉપર આધાર રાખી આખા રાજ્યની હદમાં સરઘસો કાઢવા, સભાઓ ભરવા અને દેખાવો કરવાની મનાઇ કરનાર હુકમ નં. ૩૦૦ તા. ૨૦-૧૦-૩૧નો બહાર પાડ્યો હતો. ત્યાં [illegible] કેટલાક ચળવળીઓએ [illegible] સભા ને સરઘસની જાહેરાત કરી તેને અંગે તેમને માર પડ્યો, અને તે પ્રસંગે બીજા માણસો એકઠા થએલા તેમના ઉપર પણ લાઠીચાર્જ કરવામાં આવ્યો.

(૯) તા. ૨૬-૧૦-૩૧ના રોજ નીચે જણાવેલ નવ શખ્સોને હદપાર કરવાનો હુકમ કરવામાં આવેલ, તેનો અમલ કરતાં હળવદના બે જણને પોલીસ નીમીમાંડલ લઇ ગયા; અને તે પ્રસંગે ટોકરશી વખતચંદને માર મારવામાં આવ્યો.

### ધ્રાંગધ્રા

૧. માણેકચંદ નાનજી
૨. ડાહ્યાલાલ ઓધડદાસ
૩. હીંમતલાલ નાનચંદ
૪. રતિલાલ અમૃતલાલ
૫. ભગવાનજી જગજીવન
૬. સુખલાલ રામજી

### હળવદ

૧. નાનાલાલ મોરારજી
૨. પાનાચંદ ત્રીભોવન
૩. ટોકરશી વખતચંદ

૭. તેથી નિર્ણય કરવાના સવાલો નીચે મુજબ છે અને તેનાં જવાબો તેના સામે લખેલ છે. તેનાં કારણો હવે પછી આપ્યાં છે.

| સવાલ | જવાબ |
|---|---|
| (૧) ઉપરના પારા ૬ ના પેટા પારા ૧-૨-૩માં જણાવેલ લાઠીચાર્જ થયો હતો કે કેમ? | (૧) હા. |
| (૨) એ લાઠીચાર્જનું કૃત્ય કાયદેસર થતું હતું કે કેમ ? | (૨) ના. |
| (૩) સદરહુ લાઠીચાર્જ કરવામાં કયા અમલદારોએ ભાગ લીધાનું પુરાવા ઉપરથી નીકળે છે ? | (૩) પારામાં જણાવ્યા પ્રમાણે. |
| (૪) અ ઉપરના લાઠીચાર્જ ઉપરાંત પારા ૬ના પેટા ૬-૪-૫માં જણાવેલ માર પડ્યાનું સાબિત થાય છે કે કેમ ? | (૪) અ હા. |
| બ જો તે સાબિત થતું હોય તો તે કૃત્યો કાયદેસર છે કે કેમ ? | બ ના. |
| (૫) ઉપરના પારા ૬ના પેટા પારા (૬) અને (૭) માં જણાવેલ લાઠીચાર્જ થએલો [illegible] કેમ ? | (૫) હા. |

| સવાલ | જવાબ |
|---|---|
| (૬) જો લાઠીચાર્જ થએલો તો તે કૃત્યો કાયદેસર છે કે કેમ ? | (૬) ના. |
| (૭) **અ** ધ્રાંગધ્રાના ડીસ્ટ્રીકટ માજીસ્ટ્રેટ સાહેબે નાં. ૩૦૦ તા. ૨૦–૧૦–૩૧નાં કાઢેલાં જાહેરનામાનો ભંગ થયો હતો કે કેમ ? | (૭) **અ બ** ભંગ થયો હતો પણ તે ભંગ કરવાનું કૃત્ય કાયદાની હદમાં હતું. કેમકે હુકમ ગેરકાયદેસર હતો. |
| **બ** જો ભંગ થયો હતો તો તે હુકમ કાયદેસર હતો, કે કેમ ? | |
| **ક** તે રોજ એટલે તા. ૨૧–૧૦–૩૧ના રોજ હળવદમાં લાઠીચાર્જ થયો હતો કે કેમ ? | **ક** હા. |
| **ડ** જો થયો હતો તો તે કાયદેસર હતો કે કેમ ? | **ડ** ના. |
| (૮) **અ** ઉપરના પારા ૬ના પેટા ૯માં જણાવેલ સખ્સને હદ બહાર લઇ જવાનું કૃત્ય વાજબી હતું કે કેમ ? | (૮) **અ** ના. |
| **બ** ટોકરશી વખતચંદને હદપાર લઇ જતાં કાંઇ પણ માર લાગેલ છે કે કેમ અને લાગેલ હોય તો તેવું કૃત્ય વાજબી હતું ? | **બ** માર લાગેલ છે. મારનું કૃત્ય ગેરવાજબી છે. |

## કારણો

૮. ઉપરના સવાલોમાંથી (૭) **બ**નો સવાલ કાયદાનો છે અને તેથી તે પ્રથમ હાથ ધરીએ છીએ.

૯. સદરહુ સવાલમાં જે હુકમનો ભંગ થયાનું કહેવાય છે તે નીચે મુજબ છે:

સર ન્યાયાધીશ કોર્ટ નં. ૩૦૦

" સ્વ. શ્રી ધ્રાંગધ્રા ડીસ્ટ્રીકટ માજીસ્ટ્રેટ કોર્ટથી ક્રી. પ્રો. " કો–ક–૧૪૪ મુજબ હુકમ.

" કેટલાક બિનજવાબદાર અને ગમે તે પ્રકારે અશાંતિ ફેલાવવાનો ધંધો લઇ બેઠેલ ચળવળીઆઓ ' ધ્રાંગધ્રા ડે' એ નામનો દીવસ ઉજવી રાજ્ય સામે તિરસ્કારબુદ્ધિથી અને બેદીલ ઉત્પન્ન કરવાના ઉદ્દેશથી પ્રોસેશનો વગેરે કાઢવાની કેટલીક ગેરકાયદેસર પ્રવૃત્તિઓ થવા સંભવ હોઇ, તે અટકાવવાની જરૂર જણાતાં, ક્રી. પ્રો. કો. ક. ૧૪૪ મુજબ આ રાજ્યની હદમાં ઉપર જણાવેલા પ્રકારના પ્રોસેશનો કાઢવા, મીટીંગ ભરવા કે દેખાવો કરવા આ હુકમથી મનાઇ તથા પ્રતિબંધ કરવામાં આવે છે તા. ૨૦–૧૦–૧૯૩[illegible]

ક્રી. પ્રો. કો. ક. ૧૪૪ મુજબ આવો હુકમ થઇ શકે કે કેમ તે પ્રથમ વિચારતાં જણાવવાની જરૂર છે કે આ હુકમ આખા ધ્રાંગધ્રા રાજ્યની હદમાં અને તે જાહેર પ્રજાના દરેક માણસને લાગુ પડે છે. કલમ ૧૪૪ની પેટા કલમ ૩ મુજબ જાહેર પ્રજાને સંબોધીને હુકમ કરવો હોય ત્યારે કોઇ ખાસ જગોએ વખતો–વખત જતાં કે મુલાકાત લેતાં (When frequenting or visiting a particular place) અટકાવવાનો હુકમ કરી શકાય. આ કિસ્સામાં આખા રાજ્યની હદમાં અટકાયત કરનારો હુકમ કાઢવામાં આવ્યો છે, જે દેખીતી રીતે કાયદા વિરુદ્ધ છે.

૧૦. આ સંબંધમાં કલમ ૧૪૪ની પેટા કલમ (૩) ના શબ્દો ઘણા ચોકખા છે. તો પણ એ બાબતમાં કાયદાના કેટલાક આધારો ટાંકવા જરૂરના જણાય છે. મુંબાઇ હાઇકોર્ટ પાસે આ સવાલ I. L. R. 14 Bom. 165, 16 Bom. L. R. 684 and 33 Bom. L. R. 59ના ત્રણ કેસોમાં ઉઠેલ છે. I. L. R. 14 Bom. 165ના કેસમાં ભરૂચના ડીસ્ટ્રીક્ટ માજીસ્ટ્રેટે ભરૂચ શહેરમાં પ્લેગના કારણે નહિ ફરવા ક્રી. પ્રો. કો. ક. ૧૪૪ ઉપર આધાર રાખી કરેલો. તે હુકમનો ભંગ કરી એક માણસે નાતનું જમણ કરેલ. તેના ઉપર કેસ ચાલતાં હાઇકોર્ટે ઠરાવ્યું કે Public પ્રત્યે એવો હુકમ થઇ શકે નહિ. 16 Bom. L. R. 684ના કેસમાં સુરતના ડીસ્ટ્રીકટ માજીસ્ટ્રેટ સાહેબે સુરત શહેર અને તેની આજુબાજુ પાંચ માઇલમાં રખડુ કુતરાઓને ગાડામાં ઘાલી લઇ ન જવા વગેરે મતલબનો હુકમ કર્યો. તે હુકમ ગેરકાયદે છે એમ ઠરાવ્યું. તે ઠરાવનું તાત્પર્ય નીચેના ફકરામાં આવી જાય છે:

> "Held that the order was made without jurisdiction is as much as the order was directed neither to a particular individual or to the public generally when frequenting or visiting a particular place !"

ત્રીજા કેસમાં ડીસ્ટ્રીકટ માજીસ્ટ્રેટ સાહેબે જે હુકમ કાઢેલો તે કાયદા વિરૂદ્ધ હોવાનાં કારણો અમદાવાદના સેશન્સ જજ સાહેબે તેમના રીપોર્ટના પારા ૧૪માં સ્પષ્ટપણે બતાવ્યાં છે અને તે કારણો હાઇકોર્ટે મંજૂર રાખેલ છે તેથી તે પારા નીચે ટાંકવામાં આવે છે:

"14. But I must take the order as it stands and as I read the order it is directed not only against the five persons named but against the public generally. But an order against the public generally is good only so far as it relates to visiting or frequnting a particular place. Here the 'place' is the whole of the Ahemdabad district. In the case of Emperor vs Bhagubhai Dwarkadas, 16. Bom. L. R. 684, the Bombay High Court held that a prohibition to the public

which related to Surat city, and all places within five miles were not within S. 144. The more so is an order which affects the general public of the whole of tha Ahmedabad District not within the provisions of S. 144. Reference may also be made to the case of Queen Empress vs Lakhmidas Makandas, 14 Bom. 167.××"

૧૧. ઉપર મુજબ નિર્ણય કલકત્તાની હાઇકોર્ટે તથા મદ્રાસની હાઇકોર્ટે પણ આપેલ છે. (29 C. W. N. P. 411 and 1930 M. W. N. 849).

૧૨. સદરહુ હુકમ આખા ધ્રાંગધ્રા રાજ્યની હદમાં જાહેર પ્રજાને મનાઇ કરનારો છે અને તે કાયદા વિરૂદ્ધ છે. સદરહુ હુકમ right of speech and right of association ખૂંચવી લેનારો છે અને જાહેરના પ્રાથમિક હક્કોને નાબુદ કરનારો છે. આ હુકમ કાઢવામાં ક્રી. પ્રો. કો. ક. ૧૪૪નો દુરૂપયોગ થયેલ છે. ૧૪૪ મી કલમ પ્રમાણે આવા હુકમો નીકળી શકે નહિ. અશાંતિ થવાનો ભય વાજબી રીતે હોય અને તેની વાજબી રીતે ડી. માજીસ્ટ્રેટને ખાત્રી થાય ત્યારે જ તે કારણો હુકમમાં લખીને અમુક ટૂંક મુદત માટે જ અને અમુક સ્થળ માટે જ ક. ૧૪૪ મુજબ હુકમ નીકળી શકે. અશાંતિ થવા સંબંધી હુકમમાં કાંઇ નથી. ધ્રાંગધ્રા બનાવમાં કોઇ વાજબી રીતે પુરૂષો અને સ્ત્રીઓએ માર સહન કરેલો હતો. અને ભાગ્યે જ ઉશ્કેરાઇ જાય તેવા સંજોગોમાં પણ શાંતિ જાળવેલી હતી તે ડીસ્ટ્રીક્ટ માજીસ્ટ્રેટ સાહેબની જાણ બહાર હોય એમ નહિ. વળી આવા આખા સ્ટેટની વસ્તીને લાગુ પાડવાનો જનરલ હુકમ અને કોઇ પણ જાતની મુદત વિનાનો કરવાનો દુરૂપયોગ થવાનું બતાવે છે.

૧૩. હવે અમે ઉપરના પારા ૭માં જે સવાલ નિર્ણય માટે મુકરર કર્યા છે તે ઉપર આવીએ છીએ

## પહેલો સવાલ

૧૪. તા. ૨૧-૯-૩૯ના રોજ ચાર વાગે તથા તે જ રોજ ત્યારબાદ સાંજે તથા તા. ૨૨-૯-૩૯ના રોજ રાતના દશના અરસામાં લાઠીચાર્જ કરવામાં આવ્યો હતો તે સંબંધે છે. આ વખતે લાઠીચાર્જ પોલીસે નિર્દયતાથી કરવામાં આવ્યો હતો એમ સંખ્યાબંધ સાહેદોથી પુરવાર થયું છે. આ બાબતમાં અમારી પાસે જે ભાઇઓ તથા બહેનોને માર લાગ્યો હતો તેમાંના ભાઇઓ તથા બહેનોએ જુબાની આપી છે અને તેઓને જે માર પડેલો તેમાંના મોટા ભાગને તેનાં નિશાનો પણ જોવામાં આવે છે. આ માર કેટલાકોએ ધ્રાંગધ્રામાં ડો. જયાશંકર રાવલને બતાવેલો એમ પુરાવા ઉપરથી નીકળ્યું છે. પરંતુ ધ્રાંગધ્રામાં સમિતિની બેઠક નહિ થઇ શકવાથી ડો. રાવલનો પુરાવો લઇ શકાયો નથી. તેમાંના એક મનોરદાસ મોહનલાલ જેમને ગંભીર માર પડ્યો છે તેઓ વઢવાણ આવતાં પોતાનો માર ડો. પાટડીયા M. B. B. S. ને બતાવેલ છે. અને તેમની જુબાની આંક ૬૧ મે થયેલી છે. માર ખાનારા ઉપરાંત નજરે જોનારા સાહેદો પણ અમે તપાસ્યા છે. આ સંબંધેનો પુરાવો સંપૂર્ણ રીતે શંકારહિત છે. આ માર કેવા પ્રકારનો હતો તે વિષય હવે પછી ચર્ચવામાં આવશે.

| | | |
|---|---|---|
| જુઓ આંક | ૮ | ધ્રાંગધ્રામાં માર ખાનારી બહેનોની જુબાની. |
| ,, | ૫૩ | |
| ,, | ૫૪ | |
| ,, | ૫૫ | |
| ,, | ૬૭ | |
| ,, | ૬૮ | |
| આંક | ૪ | ધ્રાંગધ્રામાં માર ખાનારા ભાઇઓની જુબાની. |
| ,, | ૬ | |
| ,, | ૭ | |
| ,, | ૯ | |
| ,, | ૧૫ | |
| ,, | ૧૬ | |
| ,, | ૧૮ | |
| ,, | ૧૯ | |
| ,, | ૨૩ | |
| ,, | ૨૪ | |
| ,, | ૨૫ | |
| ,, | ૨૬ | |
| ,, | ૪૫ | |
| આંક | ૫૭ | બહેનોને માર પડયાનું નજરે જોનારા સાહેદો. |
| ,, | ૬૩ | |
| આંક | ૪૬ | ભાઇઓને માર પડયાનું નજરે જોનારા સાહેદો. |
| ,, | ૫૦ | |
| ,, | ૫૧ | |

૧૫. આ માર મારવાનું કૃત્ય કાયદાની હદમાં હતું કે કેમ તે હવે જોવાનું છે. ( જુઓ પારા ૭ સવાલ ૨. )

૧૬. બહેનોનો જે પુરાવો અમારી પાસે મળ્યો છે તે ઉપરથી જણાય છે કે તેઓ શક્તિ માતાનાં મંદિર પાસે થઇ મહારાણી સાહેબને બંગલે તેઓને અરજ કરવા માટે જવા માગતાં હતાં. જે ભાઇઓને જેલમાં મળવા માટે તેઓ જતાં હતાં તેને પોલીસ અટકાવતાં અરજ કરવા જવું, અને બહેનો મહારાણી સાહેબ પાસે પોતાની હકીકત જાહેર કરે એ તેમનું કૃત્ય ડહાપણ ભરેલું અને કાયદેસર હતું. અને તેથી તેમને અટકાવવાનો કોઇ પણ અમલદારને અધિકાર નહોતો. છતાં તેમને પોલીસે કૉર્ડન કરી અટકાવી. આ કૃત્ય પોલીસનું કાયદાની હદ બહારનું હતું. અને તેને પરિણામે સ્ત્રી જેવી કોમળ જાત ઉપર લાઠીચાર્જ થવાનો પ્રસંગ ઉત્પન્ન થયો છે. જો તે વખતે પોલીસે કાયદામાં રહેવાનું ડહાપણ વાપર્યું હોત તો આ દુઃખદ બનાવ બનવા ન પામત એ સ્પષ્ટ છે.

૧૭. આ પ્રમાણે બહેનોને અટકાવવાના પોલીસનાં કૃત્યની શહેરમાં ખબર પડતાં બીજી સંખ્યાબંધ બહેનો ત્યાં આવી, એ બતાવે છે કે સ્ત્રીવર્ગને પણ પોલીસનું કૃત્ય ગેરવાજબી લાગવાથી પોતાની દિલસોજી બતાવવા તેઓ ઘર છોડી ત્યાં આવી પહોંચી.

૧૮. આ પ્રમાણે બહેનો ત્યાં બેઠી હતી. તેઓ તદ્દન શાન્ત

હતી. અને તે સમુદાય સ્ત્રીવર્ગનો હતો એટલે સુલેહનો ભંગ થવાને કાંઇ પણ કારણ નહોતું.

૧૯. બહેનો એ પ્રમાણે બેઠી હતી, ટોળું શાંત હતું, એટલે તેમને વીખરાઇ જવાનો પોલીસ અમલદારે તે વખતે હુકમ કર્યો હોત તો પણ તે ક્રી. પ્રો. કો. ક. ૧૨૭ વિરૂદ્ધ થાત. આ કિસ્સામાં તો વીખરાઇ જવાનો હુકમ કે ચેતવણી આપવામાં આવેલ નથી. એમ આંક ૮–૫૩થી ૫૫, ૫૭–૬૩, ૬૭, ૬૮ના સાહેદોની જુબાનીથી નીકળી આવે છે.

૨૦. સ્ત્રીવર્ગ ઉપર કેવા પ્રકારના લાઠીચાર્જથી માર લાગ્યો હતો તે સંબંધે નીચેની હકીકત ઉપયોગી છે.

(૧) બહેન પસી ભુદરને જમણા હાથનાં બાવડા ઉપર, અને હોઠ ઉપર લાકડીઓ પડી. તેમાં હોઠ ઉપર જે પડી તેને પરિણામે એક દાંત પડી ગયો. અને ખુબ લોહી નીકળ્યું અને બીજો દાંત એટલો હલી ગયો કે, બીજે દિવસે દાક્તર પાસે જઇ તે કઢાવી નાખવો પડયો. (આંક ૫૪)

(૨) બહેન ચંચળ નરસીદાસ ગર્ભવંતા છે અને તેમની કેડે ત્રણ વર્ષનો દીકરો હતો તે પડી જતાં તેને લેવા તે ઉભા રહ્યા, અને તે વખતે પોલીસે તેમને ધક્કો માર્યો. તે વખતે તેમને પાંચ માસનો ગર્ભ હતો. આ ધક્કો લાગવાથી તે પડી ગયાં. દીકરા ઉપર તેઓ પડયાં, અને તે દીકરો રાડો પાડવા લાગ્યો, ત્યાં તે જ પોલીસે તે બેનને પોતાની ડટ્ટાવાળી લાકડી જોરથી મારી. તે કેડ પાસે લાગી. તેને પરિણામે પાંચ દિવસ ખાટલાવશ રહ્યાં. (આંક ૬૭)

(૩) બહેન ઝવેરી કેશવલાલ એ લીંબડીના રહીશ છે. તેમની બહેનની સુવાવડે ધ્રાંગધ્રા ડાહ્યાલાલ ઓધલાલને ત્યાં ગએલ. તેમને એ વખતે ૫ માસનો ગર્ભ હતો. આ વખતે તેમની સાથે ૩॥ વરસની જસવંતી નામની દીકરી હતી. લાઠીચાર્જ થવાથી બહેનો ભાગવા માંડી. તેમાં આ દીકરી પડી ગઇ, અને તેના ઉપર પોતે પણ પડી ગયા. એમના ઉપર બે લાકડીના ઘા પડયા. એક ઘુંટણ નીચે હાડકાં ઉપર અને બીજો ડાબા ઘુંટણ આગળ. (આંક ૬૮)

(૪) બહેન ઝવેરી પોપટલાલને એ વખતે ૭ માસનો ગર્ભ હતો. તેમને એક લાકડી લાગી હતી, અને માણસો ભાગતા હતા તેના ધક્કા લાગ્યા હતા. અને તે બન્નેનો દુઃખાવો ત્રણ દિવસ સુધી રહ્યો હતો. (આંક ૮)

(૫) ચુનીલાલ વીરચંદના પત્ની બાઇ ચંચળને આઠ માસનો ગર્ભ હતો અને તેમને લાઠી વાગી, એટલે તે પડી ગયાં. (આંક ૫૩)

(૬) બહેન પ્રભા સવચંદને બે લાઠીના ઘા વાંસામાં પડયા, અને તેના સળ પડયા હતા, પરિણામે તે નમી પડયાં. આનો દુઃખાવો પંદર દિવસ સુધી રહ્યો હતો. (આંક ૫૩)

(૭) બહેન જમુ ઉજમશીને વાંસામાં એક લાકડી વાગી હતી અને તેનો દુઃખાવો એક અઠવાડિયું રહ્યો હતો. (આંક ૫૫)

(૮) બહેન રૂક્ષ્મણી તે છગનલાલ દફતરીની દીકરીને બહુ ગીત ગવડાવતાં હતાં એમ કહીને ત્રણ લાઠીઓ મારી હતી. (આં. ૫૭–૬૩)

૨૧. આ માર મારતી વખતની પોલીસની વર્તણુંક કેવી હતી તે સંબંધે પુરાવો તપાસતાં હકીકત નીચે મુજબ માલુમ પડે છેઃ

(૧) લાઠીઓ ચોતરફ ટોળામાં જેમ આવે તેમ મારવામાં આવી હતી. (આંક ૫૩)

(૨) જોરથી જેમ આવે તેમ પોલીસ માર મારતા હતા. (આંક ૫૭)

(૩) ટોળામાં પાછળ પડી પડીને, દુકાનના ઓટલા ઉપર જઇને, આખી શાકપીઠમાં દોડાદોડ કરીને જેમ આવે તેમ મારતા હતા. (આંક ૬૩)

(૪) ઓચીંતી લાકડીઓ બૈરાં ઉપર પડવા માંડી, એટલે એકદમ બૈરાંઓ ઉભાં થયાં. બધા ભાગવા મંડયાં અને પોલીસો બૈરાંઓને વાંસે દોડી મારતા હતા. (આંક ૬૮)

(૫) આ વખતે લગભગ ૩૫ બહેનોને માર પડયો. અને તે મારનાર પંદરથી વીસ પોલીસના માણસો હતા.

બહેનોએ કમીટી પાસે જુબાની આપી તે વખતની તેમની રીતભાત ઉપરથી તેમની હકીકતોએ અમારા ઉપર સચોટ અસર કરી છે. તેમનાં શરીર ઉપર જે મારનાં હાલ નિશાન છે તે પણ અમે જોયાં છે. તેમની જુબાની ભરોંસાપાત્ર છે એમ અમને ખાત્રી થઇ છે. સ્ત્રીવર્ગ પોતાના શરીર ઉપર મારનાં ખોટાં નિશાન ઉભાં કરે અને માર લાગ્યો ન હોય છતાં માર લાગ્યો છે એમ કહેવું કે માનવું તે દેખીતું બેહુદું છે.

૨૨. સ્ત્રીવર્ગ ઉપર હાથ ઉગામવો એ સામાન્ય વ્યવહારમાં જેટલું પ્રતિબંધક છે તેથી વિશેષ પ્રતિબંધક કાયદામાં છે. કોઇ પણ પોલીસ અમલદાર સ્ત્રીવર્ગ પ્રત્યે force વાપરે ત્યારે તેનાં સબળ કારણો બતાવવાં જોઇએ. આ કામમાં તો જે માર મારવામાં આવે છે તેની જે વિગત ઉપર દર્શાવી છે, તે ઉપરથી તે નિર્દય માર હતો એમ સાબીત થાય છે. એટલે એ માર દેખીતી રીતે કાયદા વિરૂદ્ધ છે. એમ કહેવાની ભાગ્યે જ જરૂર છે.

૨૩. સ્ત્રીવર્ગ ઉપર લાઠીચાર્જ કરવાનો હુકમ કરનાર અમલદાર ફોજદાર મી. ઉદેસંગ હતા એમ પુરાવામાં નીકળ્યું છે. પણ મારનારા પોલીસનાં નામો બહાર આવ્યા નથી અને સ્ત્રીવર્ગ પોલીસના સામાન્ય માણસોને ન ઓળખી શકે એ દેખીતું છે. તેથી ઇન્સાફના હેતુ ખાતર દરેક રાજ્યની ફરજ છે કે જ્યારે સ્ત્રીવર્ગ ઉપર કોઇ પણ શખ્સે હાથ ઉગામ્યાની કે તેવો હુકમ કર્યાની ફરિયાદ આવે ત્યારે સ્વતંત્ર તપાસ કરવી જોઇએ અને જ્યારે પોલીસ કે જેની ફરજ કાયદા પ્રમાણે પ્રજાની સલામતીનું રક્ષણ કરવાની છે તે જ્યારે આવો ભારે માર મારે ત્યારે કોઇની પણ માગણી સિવાય રાજ્યે તુરત સ્વતંત્ર તપાસ શરૂ કરી

ગુન્હેગારોનાં નામ શોધી કાઢી તેને ઇન્સાફે પહોંચાડવા જોઇએ. રાજ્યનાં તેવાં પગલાંથી તેના પાયા દૃઢ થાય છે અને તેની ઇન્સાફવૃત્તિની પ્રજા ઉપર છાપ પડે છે; એટલે ધ્રાંગધ્રાનું રાજતંત્ર તેમ કરે તો તેમનું કૃત્ય ઇન્સાફને મદદ કરનારૂં ગણાય એમાં કાંઇ પણ શંકા નથી.

## ધ્રાંગધ્રામાં તા. ૨૧–૯–૩૧ના રોજ થએલ લાઠીચાર્જ સંબંધી.

૨૪. આ લાઠીચાર્જ થએલ છે એમ ઉપરના પારા ૧૪માં ઠરાવ્યું છે; એટલે હવે તે લાઠીચાર્જ કાયદેસર હતો કે કેમ તે તપાસવાનું રહે છે. ( જુઓ પારા ૭ સવાલ નં. ૨.)

૨૫. ક્રી. પ્રો. કો. ક. ૧૨૭ કોઇ પણ ગેરકાયદેસર મંડળી કે પાંચ કે તેથી વધારે માણસો ભેગા થઇ સુલેહનો ભંગ કરવાનો સંભવ છે એમ માનવાનું કોઇ માજીસ્ટ્રેટ કે પોલીસ સ્ટેશનના ઓફીસરને માલૂમ પડે તો તેમને વીખરાઇ જવાનો હુકમ કરી શકે. ગેરકાયદેસર મંડળીની વ્યાખ્યા પીનલકોડની કલમ ૧૪૧માં આપેલ છે. તે વ્યાખ્યામાં આ ટોળું આવતું નથી. ભેગા થયેલા માણસો પાસે હથિયાર નહોતાં તેમ મોટો ભાગ સુલેહને ચાહનારો વેપારીવર્ગ હતો. સુલેહનો ભંગ થવાનો સંભવ હોવાનું કોઇ કારણ નહોતું એટલે ક્રી. પ્રો. કો. ક. ૧૨૭ આ કામમાં લાગુ નથી, એમ સ્પષ્ટ છે

૨૬. એ કલમ પ્રમાણે અમલ કરવાનો હોય ત્યારે માજીસ્ટ્રેટ કે પોલીસ અમલદારે તે પ્રમાણે ભેગા થએલા માણસોને વીખેરાઇ જવાનો ખબર આપવા જોઇએ અને તે એવી રીતે આપવા જોઇએ કે જેથી ત્યાં ભેગા થએલા બધા શખ્સો જાણી શકે અને વીખેરાઇ જવાને માટે પૂરતો વખત પણ આપવો જોઇએ.

૨૭. આ કેસમાં આ વખતે કોઇ પણ જ્યુડીશીઅલ અમલદાર હાજર નહોતા એમ પુરાવા ઉપરથી સાબિત થયું છે. (આંક. ૪)

૨૮. પોલીસ અમલદાર મી. ઉદેસીંગ હાજર હતા અને તેમણે લાઠીચાર્જનો હુકમ કર્યો હતો. લોકોની હાજરીથી સુલેહનો ભંગ થાય તેમ છે. માટે વીખેરાઇ જવાનો કાંઇ હુકમ આપ્યો નહોતો એમ સાહેદો કહે છે અને તે કહેનાર નજરે જોનાર સાહેદો છે. અને જે પ્રકારનો માર પડયો છે તે જોતાં કાયદાનો ખ્યાલ રાખી વર્તન કરવામાં આવ્યું હોય એમ જણાતું નથી.

૨૯. કાયદા પ્રમાણે વીખેરાઇ જવાનો હુકમ આપ્યા પછી જો કોઇ પણ ટોળું વીખેરાઇ ન જાય તો તેને મારવું જ જોઇએ એમ કાયદો પોલીસને ફરજ પાડતો નથી. પણ તે વીખેરાઇ જાય એ માટે બીજા કાયદેસર ઉપાયો લઇ શકે છે. તેનો ભંગ કરનારાના ઉપર અગર તેના અગ્રેસરો ઉપર કાયદેસર કામ ચલાવી શકે છે. પણ તેમ કરે તો પોલીસ અમલદારે કરેલ હુકમ કાયદેસર છે કે કેમ તેની છણાવટ થાય. ખરેખર વીખરાઇ જવાનો હુકમ કર્યો હોત તો આ પ્રમાણે પોલીસ કામ વખતે લેત. પણ આ કિસ્સામાં તો તેવું કાંઇ પણ કરવામાં આવ્યું નથી.

૩૦. વળી બળ (force) વાપરવાની જરૂર પડે ત્યારે પણ ઓછામાં ઓછું બળ વાપરવું જોઇએ. કાયદો નિર્દય થવાની કોઇને ફરજ પાડતો નથી કે છૂટ આપતો નથી. તેથી હવે આ કિસ્સામાં કેવું બળ વપરાયું છે તે વિચારવું ઘટે છે.

૩૧. આ માર મારતી વખતે પોલીસની વર્તણુંક કેવી હતી તે પુરાવા ઉપરથી નીકળે છે, તે પ્રથમ જોવાની જરૂર છે.

અ. રાજપાળ ચતુર ૭૨ વર્ષના વૃદ્ધ વેપારી પુરૂષ છે. તેઓ કહે છે કે: ' નજીકમાં પોલીસના ૨૫ માણસો હતા તે બધા મારતા હતા. લાકડીઓ અને સોટા જેમ આવે તેમ મારતા હતા. પોલીસ માણસો જતા રહેતા તેની પછવાડે વાંકા લીંબડા સુધી ગયા હતા. ' (આંક ૬)

બ. વૃજલાલ ફુલચંદ કરીયાણાના વેપારી છે. તે કહે છે કે: 'દુકાન બંધ કરીને નીચે ઉતરૂં છું ત્યાં ચક્રરમાં લાઠીચાર્જ શરૂ થયો. ૨૫–૩૦ પોલીસો લોકોને લાકડીઓ મારતા હતા. ફોજદાર ઉદેસીંગ વરૂની માફક તૂટી પડ્યા હતા.' (આંક. ૫૦)

ક. વૃજલાલ વીરચંદ નામના એક ત્રીજા વેપારી કહે છે કે: 'ગમે તે શરીરના ભાગમાં અને ટોળામાં ગમે ત્યાં જોરથી પોલીસના તમામ માણસો લાકડીઓ મારતા હતા.' (આંક ૫૧)

ડ. મનોરદાસ મોહનલાલ નામના ચોથા વેપારી એમ કહે છે કે 'આ લાઠીચાર્જમાં જેમ આવે તેમ લોકો ઉપર લાઠીઓ પડતી હતી × × લાઠીઓ પોલીસો જોરથી મારતા હતા.' (આંક. ૪)

ઇ. બેચર ત્રીકમ નામના સાક્ષી જણાવે છે કે: "પોલીસો બધા માણસોને જેમ આવે તેમ પછવાડે દોડીને મારતા હતા. માણસો દોડે અને પોલીસ પછવાડે પડીને મારે તેમ બનતું હતું. પોલીસો જોરથી ઘા કરતા હતા." (આંક ૭)

૩૨. આ હકીકત કેટલે દરજ્જે સાચી છે તે તપાસવા માટે ત્યાં કેવો માર પડયો હતો તે જોવાની જરૂર છે. આ સંબંધે પુરાવા ઉપરથી નીચેની હકીકત નીકળે છે:

(૧) મનોરદાસ મોહનલાલ (આંક–૪) આ માણસને ઘણી વખત મારવામાં આવ્યો હતો અને તેને આ લાઠીચાર્જમાં ત્રણ લાકડીના ઘા પડ્યા. તેમાં એક ડાબા હાથના અંગુઠા પાસેની આંગળી ઉપર, બીજો ઘા ડાબા પગના ઘુંટણ ઉપર અને આ બે ઘા લાગ્યા પછી તે ખસવા જતાં તેને પોલીસે વાંસામાં ઘા માર્યો. તા. ૨૨–૯–૩૧ના રોજ રાત્રે બજારમાં રાડો સાંભળતાં તે બજાર તરફ જતો હતો. આગળ ચાલ્યો ત્યાં ખજુરીયાના ખાંચામાંથી આશરે ૧૨–૧૫ પોલીસ દોડતી તેની સામે આવી; એક પોલીસે ડાબો હાથ ઝાલ્યો. એક પોલીસ બોલ્યો કે 'મનોર' એટલે તરત તેના ઉપર લાકડીના ઘા પડવા મંડ્યા. પેલી બે લાકડી વાંસામાં પડી કે તુરત તે નીચે બેસી ગયો; એટલે તેના ઉપર ૧૫–૧૭

લાકડીઓના ઘા પડ્યા. ત્યાર પછી તેને પરાણે પોલીસે ચક્કર તરફ લઇ જવા માંડ્યો. પાંચ સાત ડગલાં આગળ ચાલ્યા ત્યાં ફોજદાર મી. ઉદેસીંગ, જાફરમીયાં અને બીજા પાંચ સાત પોલીસ દોડતા તેની સામે આવ્યા. આવતાંની સાથે જ જાફરમીયાંએ છાતીમાં લાઠીનો એક ઘા જોરથી કર્યો. ત્યાર પછી તેને ચક્કરમાં લઇ જવામાં આવ્યો. ત્યાં મી. દાદુભાએ તેને લાઠી મારી એમ તે લખાવે છે.

આ સાહેદે ૨૦ દિવસ ઘેર દવા કરી પણ આરામ આવ્યો નહિ અને તેનો પગ પાકવા લાગ્યો, તેથી તે તેના સગા ચત્રભુજ સંઘવીને ત્યાં દવા માટે ગયો. ત્યાં ૨૦-૨૨ દિવસ દવા લીધી. હજુ તેમાંથી પાકતા ચાર ફોલ્લા છે. તે આ સમિતિને તેણે બતાવ્યું હતું. ડાબા હાથની કોણીએ લોહી જામી જતાં તેને ઢીમણું થયું હતું. જમણા ખભે ફૂટ થઇ હતી. વાંસામાં સોળો પડી હતી. **જમણી છાતીમાં ત્રણ ઇંચની ફુટ થઇ હતી.** ત્યાં હાલ લાંબુ નિશાન છે. જમણા ખભા ઉપર પણ મારનાં નિશાન છે. આ મારની સાબીતીમાં ડૉ. રામજીભાઇ પાટડીયા M. B. B. S. ની જુબાની થઇ છે. તેમણે આ સાહેદનો માર તા. ૧૨-૧૦-૩૧ના રોજ તપાસ્યો હતો. તે માર ૧૫-૨૦ દિવસ પહેલાંનો હોવાનું તેમણે જણાવ્યું હતું. તેમણે તેનો માર તપાસતાં વાંસામાં, પાંસળીઓમાં, છાતી પર, બંને ખભા ઉપર મારનાં ચાઠાં જોયાં હતાં. તેઓ એમ પણ જણાવે છે કે મનોરદાસને ડાબા પગ ઉપર ગુંમડું હતું તે ઉપર માર પડવાથી આખા પગ ઉપર તેનો ચેપ ફેલાયો હતો. સાથળથી તે પગના પોંચા સુધી ઝીણી ઝીણી ફોડકીઓ હતી અને તે બહુ દુઃખ દેતી હતી. વઢવાણ આવ્યા પછી પણ આઠ દસ-દિવસ ખાટલાવશ રહેલ અને ૨૧ દિવસ સુધી પીવાની તથા ચોપડવાની દવા આપી હતી.

એકંદર હકીકત ધ્યાનમાં લેતાં સાહેદ મનોરદાસ પોતાને માર પડ્યાની જે હકીકત લખાવે છે તેને દાક્તરી પુરાવાથી ટેકો મળે છે અને તેથી તેનો પુરાવો સંપૂર્ણ રીતે વજનને પાત્ર ઠરે છે.

(૨) રાજપાલ ચતુર ૭૨ વર્ષના વૃદ્ધ વેપારી છે. તેમને એક જુવાન પોલીસે ડટ્ટાવાળી નેતરની સોટીનો ડટ્ટાવાળો ભાગ વાંસામાં મારેલ અને તે અસલ ઉઠી હતી તથા કળ ચડી ગઇ હતી.

(૩) બેચર ત્રીકમ ભાગવા લાગ્યા ત્યારે તેમને વાંસેથી લાઠીના બે ફટકા મારવામાં આવ્યા હતા.

(૪) ડબગરનો છોકરો તેની છત્રી પડી ગએલી તે લેવા જતો હતો ત્યાં એક પોલીસે તેનાં માથા ઉપર એક લાકડી મારી અને તેથી ફુટ થઇ અને લોહી નીકળ્યું હતું એમ બીજા સાહેદોની [illegible]

નોટ. આ ડબગરનો છોકરો તે ઉમેદ વલમજી જુબાની આપવા આવવા માગતો હતો. પણ તેને પોલીસ આવવા દેતી નથી એવી તા. ૬-૧૧-૩૧ની અરજી (આંક ૫૨) સમિતિને મળેલી છે.

(૫) મણીલાલ ઝવેરચંદ વિદ્યાર્થી છે. તેને બે લાઠીઓ વાંસામાં જાફર નામના પોલીસે મારી હતી.

(૬) કાન્તિલાલ હરગોવીંદને રાણા ખેંગાર સંધી નામના પોલીસે ચાર જાડી સોટીઓ મારી હતી. એક ડાબા હાથનાં કાંડા ઉપર, બે સોટી વાંસામાં, અને એક જમણા હાથની આંગળી ઉપર વાગી. આ સાહેદે ડૉ. રાવલની દવા લીધી છે.

(૭) લાભશંકર નાનજીને તે જ રોજ સાડા છના અરસામાં (આ માણસને) પકડીને પોલીસ જૂદે જૂદે ઠેકાણે લઇ ગએલ. પછી તેને છોડ્યો. ત્યાર પછી બે ત્રણ પોલીસે તેને સોટીઓ અને પાટુઓ મારી. તે તેની જગ્યાએ બેઠો હતો ત્યાંથી પાંચ છ પોલીસે તેને Bodily ઉપાડયો અને શક્તિગેટ આગળ લઇ જઇ, પગથીયાં પાસે ઉભો રાખી, તેને ઉંચો કરી ઓસરીમાં ત્રણેક હાથ છેટે ફેંક્યો અને તેથી વાંસામાં તેને પછાડ લાગી અને ચાર દિવસ સુધી દિશાએ જઇ શકયો નહિ. ત્યાર પછી તેને જૂદે-જૂદે ઠેકાણે ફેરવી જેલમાં લઇ જવામાં આવ્યો. ત્યાં ૨૪ કલાક તેને ખાવા પીવા ન આપ્યું અને એકાંત ઓરડીમાં પુરવામાં આવ્યો. જે ઓરડીમાં તેને રાખવામાં આવેલ ત્યાં ભોંયતળીએ ધૂળના થર જામ્યા હતા. મચ્છર ઘણા હતા. પાથરવા માટે એક ગંદી અને ફાટેલી ગોદડી આપવામાં આવી હતી. જેલરે શરીર ઉપરના મારની નોંધ કરી નહોતી.

(૮) આશરે ૩૦-૩૫ માણસોને લાગ્યું હતું.

૩૩. આવા પ્રકારનો માર લાગ્યાનું જ્યાં સાબિત થાય અને જેમાંના કેટલાક ચિન્હો હજુ પણ હોય ત્યારે સાહેદોએ પારા ૩૧માં કહેલી હકીકત માનવા લાયક છે એમ કહ્યા સિવાય ચાલી શકતું નથી. આવા પ્રકારનો સજ્જડ માર, મારનારાઓની સંખ્યા, માર મારવાની પદ્ધતિ, માણસો ભાગતા હોય છતાં પણ માર મારવો એ કોઇ પણ હકીકત કાયદાની હદમાં રહીને પોલીસે કરી છે એમ કહી શકાય નહિ.

## તા. ૨૧-૯-૩૧ના રોજ સાંજના માર પડ્યો તે સંબંધે

૩૪. આ લાઠીચાર્જ બહેનો ઉપર થએલ તે સંબંધે આગળ ૨૦ પારામાં કહેવાઇ ગયું છે. મનોરદાસ મોહનલાલને પણ આ વખતે માર પડેલ તે સંબંધે આગળ પારા ૩૨માં કહેવાઇ ગયું છે.

## તા. ૨૨-૯-૩૧ના રોજ રાતના દશના અરસામાં લાઠીચાર્જ થયો તે સંબંધે

૩૫. આ લાઠીચાર્જ ઉપરના પારા ૧૪માં સાબિત થયાનું [illegible]

એ કે આ લાઠીચાજ કાયદેસર છે કે કેમ? એ તપાસવા માટ કેવા પ્રકારનો માર પડયો હતો તે તપાસવાની જરૂર છે.

૩૬. ૧. જગન્નાથ કૃપાશંકર બ્રાહ્મણ વેપારી છે. અને તે લખાવે છે કે: "મોટર આવી તેમાં પોલીસ મીલીટરી હતી. મીલીટરીના પોલીસ ઉતરીને અમને લાકડીઓ મારવા મંડયા. અમે ઉભા હતા ત્યાં પ્રજાના ૧૦૦ માણસો હતા. તેમના બધા ઉપર માર તેઓ મારવા લાગ્યા. મને બન્ને હાથે કાંડા નજીક વાગ્યું છે. વાંસામાં અને કુલા ઉપર વાગ્યું છે. મારા ઉપર આશરે ૨૫ લાકડીઓ પડી હતી. મને મારવામાં ઘણા પોલીસો હતા. તેમાં મુખ્ય ખાનસાહેબ કે જે મીલીટરીનો ઉપરી છે, દાદુભા કમીશનર છે, ને ત્રીજા ખાનગી સેક્રેટરી કે જે પોલીસ નથી.' (આંક ૨૩)

૨. જયંતીલાલ ગીરધર સલાટનો ધંધો કરે છે. તે કહે છે કે: "અમે મોટર તરફ જવા મંડયા હતા. તેવામાં ત્રીનચોકમાંથી ૨૫–૩૫ પોલીસ લાકડીઓ સાથે અમારા તરફ દોડયા. અમે પાછા દોડયા. × × મને એક પોલીસે પકડયો. × × તેણે મને કહ્યું કે: 'ત્રીનચોકમાં જા.' × × હું ત્રીનચોકમાં જતો હતો ત્યારે થોડે થોડે અંતરે રસ્તાની બન્ને બાજુએ પોલીસો ઉભા હતા મને મારીને ત્રીનચોક તરફ ધકેલતા હતા. મને વાંસામાં, કેડમાં, જમણા પડખામાં અને ડાબા હાથનાં કાંડા ઉપર સોટીઓનો માર પડયો છે. × × મને મારનાર પોલીસની સંખ્યા લગભગ આઠની હતી. તેમાં હું ઉદેસીંગભાઇ, રમુભા, લખુભાના નામ કહી શકું. બાકીનાને હું દીઠે ઓળખી શકું. મને બધી થઇને ૨૦–૨૫ લાકડી પડી હશે." (આંક ૨૪.)

૩. વ્રજલાલ ચતુરદાસ નામના સુખડીયા કંદોઇને એવો સખ્ત માર લાગ્યો હતો કે તે બેભાન થઇ ગએલ અને તેને નજીકમાં ઓળખીતાને ઘેર લઇ જવા પડેલ. ૨૦ દિવસ સુધી દુકાને જઇ શકેલ નહિ. આ સાહેદ (આંક ૧૮) નીચે પ્રમાણે જણાવે છેઃ "તા. ૨૨–૯–૩૧ના રોજ રાત્રે લગભગ ૧૦ાા વાગ્યે મને માર પડયો હતો. ભુરજી ખીમચંદના મકાન આગળ મને માર પડયો અને ત્યાંથી માર મારતાં મારતાં કોઠારી રામજી પુલચંદનાં ઘર સુધી મને લાવ્યા. × × રાત્રે ચકરમાં માણસો ભેગા થયા હતા, ત્યાં હું હતો અને ઘર તરફ જતો હતો. પોલીસોએ મને માર્યો હતો તેમાં એક "આલમખાં હતો. × × બીજા પોલીસનો નં. ૬૬,–૭૯ હતો. મને પાંચ પોલીસોએ એક સાથે મારેલ છે. મારા ઉપર કુલ્લે કેટલા ઘા થયા તે હું કહી શકું નહિ; કારણ કે હું બેભાન પડયો હતો., બેભાન થયો ત્યાં સુધી માર ચાલુ હતો તેનો મને ખ્યાલ છે. બેભાન થતાં મેં રાડ નાંખેલી એટલે પડોશીઓ બહાર આવ્યા. ત્યાંથી મને કોઠારી રામજી પુલચંદને ત્યાં લઇ ગયા. ત્યાં મને શેક કર્યો અને હળદર ચોપડી. મને અર્ધો પોણી કલાકે ભાન આવ્યું, અને મને રાત્રે એક વાગ્યે ભુરજી ખીમચંદને ઘેર પહોંચાડયો. × × મને શું કામ માર પડયો તે હું જાણતો નથી. કારણ કે મને માર અચાનક પડયો હતો. × × લાકડીઓ સીસાના ગઠ્ઠાવાળી હતી. અને ચામડા મઢેલા હતા, અને નેતરની સોટીઓ હતી. મારા જમણા પગના નળા ઉપર બે ડામ મારથી થયાં છે. તે અત્યારે છે તે બતાવું છું. બીજાં ચિન્હો રહ્યાં નથી."

આ માણસે ડૉ. જયાશંકર રાવલની દવા લીધી હતી.

૪–૫–૬ કાંતિલાલ છગનલાલ (આંક ૪૫), ઠાકરશી કસ્તુર (આંક ૨૫) તથા જેમલ મોહનલાલ (આંક ૨૬) ના સાહેદો તેને ઘેર સુતા હતા, ત્યાંથી ઉઠાડીને બોલાવીને માર્યા હતા. તેમાં કાંતિલાલને દાદુભા અને મી. ઉદેસીંગે માર્યા હતા તથા બીજા પોલીસે એક એક સોટી મારી હતી.

૭ પસીબાઇ પોતાના દીકરા મનોરને પણ માર લાગ્યો છે, એમ સમાચાર સાંભળતાં ગયા. ત્યાં તેને પણ તા. ૨૨–૯–૩૧ના રોજ ફરી માર મારવામાં આવ્યો. બે ધોકા બે પોલીસે માર્યા. (આંક ૫૪)

૩૭. તેવો માર મારવામાં કાયદો પોલીસને સત્તા આપતો નથી એ ઉપરના પારામાં કહેવાઇ ગયું છે. મીલીટરીનો ઉપયોગ ક્રી. પ્રો. કો. ક. ૧૨૯ મુજબ ઉંચામાં ઉંચા દરજ્જાના માજીસ્ટ્રેટ જ કરી શકે અને તે પણ ગેરકાયદે ને વીખેરવાની હોય અને જાહેર સલામતી માટે જરૂરનું છે, એવી હકીકત હોય ત્યારે જ માજીસ્ટ્રેટ કરી શકે છે. એટલે કાયદા પ્રમાણે વર્તન થયું નથી એ દેખીતું છે.

## માર મારનારાઓનાં પુરાવામાં નીકળેલાં નામો

૩૮. પારા ૭માં ચોથો સવાલ એ છે કે આ કામમાં કયા કયા પોલીસ અમલદારોએ ભાગ લીધાનું સાબિત થાય છે? આ સંબંધમાં પુરાવામાં નીચેના અમલદારોએ તથા પોલીસોએ ભાગ લીધાનું નીકળે છે.

(૧) પોલીસ કમીશનર મી. દાદુભા, (૨) મીલીટરીના ઓફીસર ખાનસાહેબ, (૩) ફોજદાર ઉદેસીંગ, (૪) જાફરમીયાં, (૫) સદુમીયાં, (૬) ફોજદાર મી. મલેક, (૭) હાજી, (૮) રાણા, (૯) કાળુજી, (૧૦) રહીમ, (૧૧) રમુભા–ખાનગી સેક્રેટરી, ને (૧૨) લખુભા.

## તા. ૨૨–૯–૩૧ની રાત્રે ઘેર જઇ માર માર્યો તે સંબંધી

૩૯. બાવલ ટોકર (ઉમર વર્ષ ૬૦) તેને ઘેર રાત્રે સુતા હતા, ત્યાંથી ઉઠીને ફળીમાં પેશાબ કરવા બેઠા. ત્યાં પાંચ–છ પોલીસ આવ્યા, અને એક પોલીસે પુંઠ ઉપર ઘા કર્યો. તે ઉભા

થયા' ત્યાં પોલીસો બોચી ઝાલીને ભગવાનજી કપાસીનું ઘર બતાવવા તેડી ગયા. ત્યાં તેનાં પત્ની આવ્યાં. તેમણે બાવલને તાવ આવતો હોવાથી છોડી દેવા કહ્યું, અને પોતે ઘર બતાવવા ગયાં. (આંક ૫).

૪૦. જીવણલાલ મગનલાલ, આ સાક્ષી પોતાનાં ઘર બહાર પેશાબ કરી જતા હતા, ત્યાં ત્રણ પોલીસે બાવડું ઝાલ્યું અને પાછળથી ધક્કો માર્યો અને મહાલક્ષ્મીનાં મંદિર પાસે લઇ ગયા, ત્યાં જાફર સિપાઇએ ગઠ્ઠાવાળી લાકડી મારી. આ માણસ મુંબાઈ નોકરી કરે છે, અને દવા માટે આવેલ તેમ કહેતાં જાફરે તે તરફ લક્ષ નહિ આપતાં બે બીજા ફટકા લગાવ્યા. એક જમણી કોણી ઉપર અને એક જમણા સાથળ ઉપર લાગ્યા.

## આ ઉપરાંતનો બીજો માર

૪૧. ખીમચંદ લાલચંદને તા. ૨૨-૯-૩૧ ના રોજ દિવસના જેલ પાસે લીંબડાઓ છે, ત્યાં બેઠો હતો. ત્યાં તેને ધક્કો પોલીસે માર્યો. તેનો બકલ નં. ૫૭ હતો. એ પોલીસને છેટે રહીને વાત કરવાનું કહેતાં નજીકના બીજા પોલીસ હાજીએ જમણા હાથના ખંભા ઉપર બે સોટી ચામડાની પટાવાળીના ઘા કર્યા, જેનો તેને સોજો ચડી ગયો. (આંક ૧૫)

૪૨. તા. ૨૯-૧૦-૩૧ના રોજ સવારમાં લલ્લુ ફુલચંદ નામનો વેપારી ઉપાશ્રયથી ઘેર જતો હતો ત્યાં એક પોલીસે કહ્યું કે : 'મી. ઉદેસીંગ ફોજદાર બોલાવે છે.' તે ઉપરથી તે તેના ભેગો જતો હતો. ત્યાં રસ્તામાં ફોજદાર મળ્યા. તેને ગેટે લઇ જવાનું કહ્યું તેથી તે ત્યાં ગયો. ફોજદારે તેને પૂછ્યું કે: "ઇન્કીલાબ ઝીન્દાબાદ" બોલ્યો હતો ?' તેણે ના પાડી; એટલે ફોજદારે છાતીમાં સીસાવાળી લાકડીનો ગઠ્ઠો માર્યો અને એક લાકડી પગમાં મારી ચાલ્યા જવા કહ્યું. (આંક ૪૯)



# હળવદનો રીપોર્ટ

## તા. ૨૧ તથા ૨૨—૯—૩૧ના માર સંબંધે

૪૩. હળવદ ધ્રાંગધ્રા સ્ટેટનું એક મોટું ગામ છે. તેની વસતી અંદાજ ૮,૦૦૦ માણસોની છે. હળવદમાં "યુવકસંઘ" નામની સંસ્થા છે. તેના મંત્રીનું નામ કાનજી ઉજમશી છે. અને નાનાલાલ દવે તે સંસ્થાના સરદાર છે. નાનાલાલ મોરારજી દવે છેલ્લા વીસ વરસથી મુંબાઇમાં વેપાર કરે છે અને આબરૂદાર ગૃહસ્થ છે ને હળવદના રહીશ છે. તા. ૨૦ ઓકટોબર સને ૧૯૩૧ સુધી હળવદમાં સભાબંધી કે સરઘસબંધી સામે સ્ટેટ તરફથી કોઇ જાતનો પ્રતિબંધ નહોતો. તા. ૨૧-૯-૩૧ના રોજ ધ્રાંગધ્રા શહેરમાં સ્ત્રીઓ અને પુરૂષો ઉપર લાઠીચાર્જ કરવામાં આવ્યા છે, અને આઠ આગેવાન ગૃહસ્થોને જેલે લઈ જવામાં આવ્યા છે, એવી ખબર તા. ૨૧-૯-૩૧ની રાત્રે હળવદ યુવકસંઘને થઇ; તેથી તે બાબત વિચાર કરવા નાનાલાલ મોરારજી દવેના ઘેર રાત્રે કાનજી ઉજમશી (આંક. ૨૨), અમૃતલાલ વખતચંદ (આંક ૨૧), ભુરાભાઇ દેવચંદ (આંક ૫૦) અને [illegible]

આ માણસો એકી સાથે નાનાલાલનાં ઘેરથી પોતાના ઘેર જવા સારૂ રાત્રે ૧૦ વાગ્યે પાછા ફર્યા અને દરબારગઢના નાકે આવ્યા ત્યાં પોલીસે પડકાર્યો કે 'કોણ ?' તેમણે જવાબ આપ્યો કે 'રૈયત.' આમાંથી બે માણસોના હાથમાં ફાનસ હતા. પોલીસ તરફથી પૂછવામાં આવ્યું કે 'કયાં ગયા હતા ?' તો તેઓએ જવાબ આપ્યો કે 'નાનાલાલ દવેનાં ઘેર ગયા હતા.' ત્યાર પછી તેઓ ચાલતા થયા અને કન્યાશાળા કે જે દરબારગઢના નાકાથી ૫૦ ફૂટ દૂર છે ત્યાં પહોંચ્યા ત્યારે પોલીસે તેમને પાછા બોલાવ્યા. તેઓ બધા દરબારગઢના નાકે પાછા ગયા. તે વખતે દરબારગઢના નાકે ચંદુલાલ ફોજદાર, દાનસીંગ, ઉસમાન, અને સાલે મહમદ પોલીસો હતા. દાનસીંગે કહ્યું કે 'પડકાર્યા છતાં જવાબ કેમ આપતા નથી.' કાનજીએ કહ્યું કે "રૈયત છીએ" તેવો જવાબ આપી દીધો છે. ત્યાર પછી ચંદુલાલ ફોજદારે કહ્યું કે 'રાત્રિના ૧૦ વાગ્યા પછી બત્તી લઇને પણ નીકળવું નહિ.' કાનજીભાઇ બોલ્યા કે 'લેખિત હુકમ બહાર પાડશો તો તેમ કરીશું.' આ જવાબથી ફોજદાર મી. ચંદુલાલે પોતાનું સમતોલપણું ગુમાવી દીધું અને કાયદાને એક બાજુ મૂકીને તેઓ બધાને નિર્દય રીતે માર મારવામાં આવ્યો. ચંદુલાલ ફોજદારે કાનજીની ગળચી ઝાલી અને વાંસામાં ગુસ્તા માર્યા અને ડાબા પગે બે સોટી મારી. કાનજી (આંક ૨૨) પાસે ખોજા કરીમ પીરભાઇ (આંક ૩૫) ઉભા હતા. તેનું ઉસમાન સિપાઇએ બાવડું પકડયું અને નેતરની બે સોટી મારી; ધક્કો મારી, ચાલ્યા જવાનું કહ્યું; કાનજીને મારતા હતા ત્યાં ભુરા દેવચંદ (આંક ૫૦) વચમાં પડયા અને કહ્યું કે "સાહેબ, આને મારી નાખવો છે ?" એટલે ફોજદાર ચંદુલાલે કાનજીને છોડી દીધો અને ભુરાભાઇને મારવા માંડ્યા. ફોજદાર ચંદુલાલે ભુરાભાઇને વાંસામાં બે લાકડી મારી અને દાનસીંગ નામના પોલીસે પાછળના ભાગમાં ત્રણ ચાર સોટીઓ લગાવી. અમૃતલાલ વખતચંદે (આંક ૨૧) રાડ પાડી કે "દોડો-દોડો" એટલે દાનસીંગ તેના પછવાડે દોડયો અને તેના ઉપર બે હંટર લગાવ્યા. કાનજીની ગળચી આગળના ભાગથી દબાણી હતી. તેથી તે નક્કર ખોરાક ત્રણ દિવસ લઇ શકયા ન હતા. પછી તેઓ બધા નાનાલાલ દવેને ત્યાં પાછા જતા હતા. રસ્તામાં દાનસીંગે ભુરાભાઇને ખૂબ માર્યો અને તેઓ બેભાન જેવા થઇ ગયા.

૪૪. ઉપરના માણસોને માર્યા છે તેની તથા ધ્રાંગધ્રામાં આગલા દિવસે લાઠીચાર્જ વગેરે થયાના ખબર તા. ૨૨-૯-૩૧ ના સવારના હળવદ ગામમાં ફેલાયા હતા. યુવકસંઘવાળા સભા સરઘસ કાઢવાના હતા, વગેરે કારણોથી હળવદમાં લક્ષ્મીનારાયણના ચોકમાં અંદાજ ૮૦૦ થી ૧૦૦૦ માણસો ભેગા થવા અને ગામમાં હડતાલ હોવાની અફવા ફેલાતા દુકાનો બંધ થવા માંડી હતી. સવારે નવ વાગ્યે લક્ષ્મીનારાયણના ચોકમાં ૮૦૦ થી ૧૦૦૦ માણસો ભેગા થયા અને તેઓ શાંત રીતે બેઠા હતા. આ વખતે ત્યાં પોલીસ અને મીલીટરીના માણસો આવ્યા અને સભા સરઘસ નહિ કાઢવા યુવકસંઘવાળાને કહ્યું. થોડી વાર થઇ ત્યાં એક દરબારી મોટર આવી તેમાં, [illegible] નામે [illegible]

દારને કોઇ જાતનો ફોજદારી અખત્યાર નથી. નાનાલાલ દવે આ મોટર પાસે ઉભા હતા. વહીવટદારે ચંદુલાલ ફોજદારને કહ્યું કે આ બધા કેમ બેઠા છે? 'વીખેરી નાંખો.' એટલે તુરત જ લાઠીચાર્જ શરૂ થયો. નાનાલાલે ન્યાયાધીશ મી. બુચને કહ્યું કે 'શું, તમે મારવાનો હુકમ આપો છો?' તો જવાબમાં તેઓ કશું બોલ્યા નહિ. લાઠીચાર્જ શરૂ થયો તે પહેલાં, હળવદમાં સભા સરઘસ સામે કશો પ્રતિબંધ નહોતો. માણસો શાંતિથી લક્ષ્મીનારાયણના ચોકમાં બેઠા હતા. તેઓ ઉપર વરની માફક મીલીટરી અને પોલીસના આશરે ત્રીસ જેટલા પોલીસ તૂટી પડયા અને ૨૦–૨૫ મીનીટ સુધી લાઠીઓ મારવી ચાલુ રાખી. પરિણામે માણસો વીખેરાઇ ગયા. લાઠીચાર્જ શરૂ કરતાં અગાઉ વીખેરાઇ જવાની કે તેવી કાંઇ સૂચના લોકોને કરવામાં આવી નહોતી. આ લાઠીચાર્જમાં અંદાજ ૧૫૦ થી ૨૦૦ માણસોને વાગ્યું હતું. પ્રજાજનો પાસે કાંઇ પણ જાતનાં હથિયાર કે લાકડી સરખું સાધન પણ નહોતું. પોલીસો પાસે ગુરદમ, રબરના હંટર, નેતરની સોટીઓ, જાડા નક્કર વાંસની લાઠીઓ અને બાવળના ડંડા હતા અને આ બધા સાધનોનો તેમણે છૂટથી ઉપયોગ કર્યો હતો.

૪૫. આ લાઠીચાર્જમાં ખાસ કરીને ફોજદાર ચંદુલાલ અને હાનસંગ નામના પોલીસે માણસોને ઘાતકી રીતે માર મારેલ છે. નાના છોકરાંઓથી વૃદ્ધ માણસોને પણ વાગેલું છે. પોલીસો માણસોના શરીર ઉપર જેમ આવે તેમ મારતા હતા. અને શરીરના કામ અંગોનો પણ જરાએ વિવેક જાળવવામાં આવ્યો નહોતો. અમારી પાસે આ લાઠીચાર્જ સંબંધી સોળ માણસોએ જુબાની આપી છે આંક ૧૧, ૧૨, ૧૩, ૧૪, ૧૭, ૨૦, ૨૯, ૩૦, ૩૨, ૩૪, ૪૧, ૫૮, ૬૦, ૬૪, ૬૫ ને ૬૬ લોકોને માથું, છાતી, વાંસો, પગ, ઘુંટણ, કાંડા, ઢુલા, નાક, આંખ અને મોઢા ઉપર વાગ્યાના પુરાવા અમારી પાસે પડ્યા છે. પોલીસો લાઠીચાર્જ કરતી વખતે માણસોને બીભત્સ ગાળો આપતા હતા. માણસોને માર પડ્યો હતો છતાં, તેમાંથી કોઇ સામું સરખું બોલ્યું ન હતું. હાથ ઉગામ્યા નહોતા. તેઓએ અદ્ભુત રીતે શાંતિ જાળવી રાખી હતી. ઘણા પોલીસો એક એક માણસ ઉપર તૂટી પડવાના પુરાવા પણ અમારા પાસે પડેલ છે. ગામમાં હડતાલ પડી હતી. તેથી કંસારા ત્રીભોવન ગગનલાલ (આંક-૬૫)ને ગામડામાં કામે જવું હતું તેથી બીજે દિવસે સવારે ચાર વાગ્યે એક એક્કો લઇ તેમની દુકાને ગયા હતા. એકામાં તેમની મા અને વૃદ્ધ મોટી મા હતાં. તેમણે દુકાન ઉઘાડી. મકરાણી પોલીસ નુરમહમદે તેને પૂછ્યું કે 'દુકાન કેમ ઉઘાડવામાં આવે છે?' ત્રીભોવને જવાબ આપ્યો કે 'તેની દુકાન છે.' ત્યારબાદ તેને નુરમહમદ પોલીસ ગેઇટમાં લઇ ગયો અને ત્યાં તેને એક લાકડીનો ઘા વાંસામાં કર્યો, મી. નાનાલાલ દવે તેમને ન્યાયાધીશ મી. બુચ પાસે લઇ ગયા તો મી. બુચે કહ્યું કે 'તેઓ પોલીસ સામેની ફરિયાદ લેતા નથી.' આ એક જ દાખલાથી એ ખુલ્લું છે કે તે વખતે હળવદમાં કાયદાનું રાજ્ય નહોતું. પોલીસ પણ નિરંકુશ રીતે વર્તતી હતી.

૪૬. હળવદના યુવકસંઘ તરફથી તા. ૨૧ અકટોબર ર

ગોઠવવામાં આવ્યો હતો અને તે દિવસે સાંજે ૨ વાગ્યે સરઘસ કાઢવાની યોજના કરવામાં આવી હતી. તે દિવસે એટલે તા. ૨૧–૧૦–૩૧ની સવારે ધ્રાંગધ્રા ડીસ્ટ્રીક્ટ મેજીસ્ટ્રેટની સહીવાળો સભાસરઘસની પ્રતિબંધી કરનારો એક હુકમ હળવદમાં જાહેર જગ્યાઓ ઉપર ચોડવામાં આવ્યો હતો. તેમાં મુદત નહોતી તેમજ આખા સ્ટેટને લાગુ પાડવામાં આવે તેવી રીતે હુકમ હતો. જૂઓ પ્રાણલાલ વલ્લભદાસ (આંક. ૪૪). આ હુકમ આગળ પારા ૯માં આપેલ છે.

૪૭. યુવકસંઘના સભ્યો આ હુકમનો અમલ કરવો કે કેમ તેનો વિચાર કરવા સારૂ ભેગા થએલા હતા. અને છેવટે તેમણે વિચાર કર્યો હતો કે તેમણે તે હુકમ તોડવો. આમ યુવકસંઘનો નિર્ણય કાયદા વિરૂદ્ધ ન હતો. પ્રોસેશન કે મીટીંગ ભરવામાં કોઇ જાતના ધ્રાંગધ્રાના કાયદાનું તેઓ ઉલ્લંઘન કરતા નહોતા. અલબત, તેઓ ઉપર જણાવેલ હુકમ તોડતા હતા. પણ તે હુકમની અસર માત્ર કોરા કાગળ જેટલી હતી.

૪૮. તેઓએ યુવકસંઘના સભ્યોની પાંચ ટુકડી પાડી અને તેમને હળવદની પબ્લીકને સભા–સરઘસનું જાણ કરવા જૂદા જૂદા લત્તામાં થાળી પીટવા માટે મોકલવામાં આવી હતી. ત્રણ ટુકડી દરેક પાંચ માણસની તા. ૨૧–૧૦–૩૦ની બપોરે જૂદા જૂદા લત્તામાં થાળી પીટવા ગઇ હતી. પહેલી ટુકડીનો સરદાર ભગવાનજી પ્રભાશંકર આચાર્ય (આંક ૪૮) હતો. ત્રીજી ટુકડીનો નાયક પ્રાણલાલ વલ્લભદાસ હતો. (આંક ૪૪). ભગવાનજીની પહેલી ટુકડી થાળી પીટતી પીટતી આદિનારાયણના મંદિર પાસે પહોંચી. ત્યાં જયંતિલાલ નામના છોકરાએ જાહેર કર્યું કે "સાંજના ચાર વાગ્યે સરઘસ છે અને રાતના આઠ વાગ્યે સભા છે."

૪૯. ત્યાં પાંચ પોલીસો આવ્યા અને ભગવાનજીની થાળી ઝાલી. ભગવાનજીએ થાળી મૂકી નહિ. રકઝક કરતાં દરબારગઢના નાકે આવ્યા. આ રકઝકની ગામમાં ખબર પડી એટલે બીજી ટુકડીઓ પણ ત્યાં આવી અને ત્યાં લોકોનું ૧૦૦–૧૫૦ માણસનું ટોળું જમા થયું. મીલીટરી અને પોલીસના માણસો આશરે ૪૦–૪૫ જેટલા આવ્યા. પોલીસો ટુકડીઓ પાસેથી થાળીઓ ઝુંટાવતા હતા. તેવામાં ફોજદાર વજુભાએ સુબેદારને ઇસારો કર્યો. એટલે સિપાઇઓ ટુકડીઓ અને ટોળાં ઉપર તૂટી પડ્યા. માણસો એકદમ શાંત હતાં. કોઇ સામું થયું નહોતું. માણસો પાસે લાકડીઓ કે હથિયાર બીજું કાંઇ નહોતું. પોલીસ પાસે ગુરદમ, હંટર, નેતરની સોટીઓ વગેરે હતું. તેનો પોલીસોએ છૂટથી ઉપયોગ શરીરના ગમે તે ભાગમાં કર્યો હતો. ટુકડીઓમાંના માણસો ઉપરાંત પ્રજાજનોમાંથી લગભગ ૧૫ને ઇજા થઇ હતી.

૫૦. આ લાઠીચાર્જ કાયદાવિરૂદ્ધ હતો. વધારેમાં વધારે ટુકડીઓની સામે કાયદા મુજબ કામ ચલાવવું જોઇતું હતું; તેમ નહિ કરતાં લાઠીઓ નિર્દય રીતે મારી. તેમાં પોલીસનો આશય ગામમાં ત્રાસ ફેલાવવાનો હોવાનું હોવું જોઇએ એવું અનુમાન કરવામાં આવે તો તે અયોગ્ય નથી.

૫૧. આ માર માથું–આંખ પાસે–વાંસામાં, છાતીમાં, ઢુલા, [illegible] આગમાં આગેવાનોને

૧૯૨૦૫

વાગ્યું છે. પહેલી ટુકડીમાં ભગવાનજી પ્રભાશંકર (આંક ૪૮.) રવિશંકર દયાશંકર આંક ૩૧, હરીપ્રસાદ ચુનીલાલ આંક ૩૩, લાભશંકર મગનલાલ આંક ૪૭, આ બધા માણસોને ઘણું વાગ્યું છે. તેમાં ભગવાનજી આંક ૪૮ને ૭ પોલીસે એક સાથે લાકડીઓના ૨૦ ઘા માર્યા છે. માથામાં ત્રણ, બે આંખ ઉપર, બે સાથળ ઉપર, એક કોણી ઉપર, એક જમણા ખંભા ઉપર, છાતીમાં બે ધોકા, બાકી વાંસામાં. આ માણસ ઘણો જ મજબૂત બાંધાનો પહેલવાન છે છતાં, મારથી તેને ચક્કર આવ્યા હતા અને બેશુદ્ધ થઇ પડી ગયો હતો અને બેશુદ્ધ હાલતમાં તેને પ્રજાજનમાંથી કોઇએ ઘર ભેગો કર્યો હતો. માથામાં ફુટ થઇ હતી અને લોહીથી ખમીસ અને ધોતીયું બગડયું હતું. તા. ૩-૧૧-૩૧ સુધી આ માણસ ખાટલાવશ હતો અને ઉભો થઇ શકતો નહોતો. સખત માથાનો દુખાવો થઇ ગયો હતો. રવિશંકર દયાશંકર આંક ૩૧નાનો આંગળીનો નખ ઘાથી ઉતરી ગયો હતો. તેને વજુભા, ઓસમાન, શેરભાઇ, અને દાનસંગે માર્યો હતો. મારથી ખંભા ઉપર ફુટ થઇ હતી. કડીયાળી લાકડી વાગવાથી પડી ગયો હતો. અને મારથી ૧૦ દિવસ ખાટલાવશ રહ્યો હતો.

૫૨. બીજી ટુકડીમાં મગન પોપટ આંક ૨૯, પ્રેમશંકર લક્ષ્મીશંકર આંક ૪૨, અને રમણિકલાલ પ્રાણલાલ આંક ૩૦ હતા. આ બધાને પણ પોલીસે મારેલ છે. મગન પોપટ આંક ૨૯નાને કુલ સાત લાકડીઓ અને એક હંટર વાગ્યો હતો. હંટર માથામાં વાગ્યો હતો અને તેથી માથામાં ફુટ થઇ હતી. બાંડીયું અને રૂમાલ સારી રીતે લોહીવાળાં થયાં હતાં. માથાનું નિશાન તા. ૮-૧૧-૩૧ સુધી હતું તે અમે જોયું હતું. મારથી તે ૧૫ દિવસ ખાટલાવશ રહ્યો હતો. રમણીકલાલ આંક ૩૦નાને કુલ પાંચ ઘા પડયા હતા. તેમાં એક ઘા માથામાં વાગ્યો હતો અને ઢીમણું થઇ ગયું હતું. તેને ખંભા અને સાથળમાં માર્યો હતો. તેની થાળી પોલીસ ઉંચકાવી ગઇ હતી. તે હજુ સુધી પાછી આપી નથી.

૫૩. ત્રીજી ટુકડીમાં પ્રાણલાલ વલ્લભદાસ આંક ૪૪ અને ગીરજાશંકર ઇશ્વરલાલ આંક ૩૬ હતા. પ્રાણલાલ આંક ૪૪નાને ભાન રહ્યું ત્યાં સુધી ૨૦-૨૧ લાકડીયોના ઘા પડયા હતા. પાંચ મીનીટ સુધી લાકડાયોના ઘા પડયા પછી, બેશુદ્ધ થઇને હેઠો પડયો હતો. સોની ચુનીલાલ તથા ખાદીભંડારવાળા પાનાચંદના ટેકે ટેકે શુદ્ધિ આવી ત્યારે ઘેર બે ખેતરવા દૂર પહોંચ્યો. ઘેર જઇને ફટકડીનું પાણી પીધું. ઠંડી થતી ગઇ તેમ છાતી, સાથળ અને કેડે ગાંઠો જામતી ગઇ. રાત્રે બેશુદ્ધ અવસ્થામાં રહ્યો. લોહીની ઉલટી થતી હતી અને લોહી મોઢામાંથી નીકળતું હતું. પહેલા ચાર દિવસ દાકતરની સલાહથી તેને નાળીએરનું પાણી પાવામાં આવ્યું હતું અને બીજા ચાર દિવસ ખાલી દૂધ ઉપર તેને રાખ્યો હતો. આરામ થતાં ૧૦ દિવસ થયા. મારવામાં મુખ્ય ભાગ જેઠુભા ફોજદારે લીધો હતો.

૫૪. આ ઉપરાંત પ્રેમશંકર ભાઇશંકર આંક ૩૭, ભગવાનજી કેશવજી આંક ૩૮, રતિલાલ જાદવજી આંક ૩૯, નોતમલાલ નરભેરામ આંક ૪૦, જયન્તીલાલ જેશંકર આંક ૦૩, દાનજી ઉજમશી આંક ૨૨ અને ટોકરશી વખતચંદ આંક ૧૧ને પણ ઓછાવત્તા પ્રમાણમાં માર પડવાનો પુરાવો પડયો છે જ્યારે

૫૫.
જેઠુભા, ટીકર
લાડભાઇ, સાલેમહમદ,
પુરાવામાં આવે છે. બીજા પોલીસો

૫૬. તા. ૨૧-૧૦-૩૧ના રોજ માર પડેલ છે તે માર ડા. બુચે (M. B. B. S.) જાતે હળવદ જઇ તપાસેલ છે. તેમની જુબાની (આંક ૬૨) થઇ છે, અને મારની વિગત આંક ૫૨/૧માં આપવામાં આવી છે.

## હદપારીનો હુકમ

૫૭. સ્વસ્થાન ધ્રાંગધ્રા પોલીસ કમીશ્નરની ઓફીસથી જાહેરનામું.

મારજીનમાં જણાવેલા નામવાળા શહેર ધ્રાંગધ્રા તેમજ હળવદના રહેનાર નવ શખ્સોની પ્રવૃતિઓ રાજ્ય સામે તિરસ્કાર ઉત્પન્ન કરવાની તથા ફીતુરી વાતાવરણ ફેલાવવાની જણાતાં તેમને અહીંની હદમાં રહેવા દેવા તે જાહેર પ્રજાની સુલેહ શાંતિમાં ભય અને ત્રાસરૂપ હોઇને નામદારશ્રી હજુર ઓફીસના નંબર ૬૪ તા. ૨૬-૧૦-૩૧ અને નંબર ૬૫ તા. ૨૬-૧૦-૩૧ના ફરમાન અનુસાર તેમને આ રાજ્યની હદમાંથી હદ બહાર કરવામાં આવે છે.

ધ્રાંગધ્રા તા. ૨૬-૧૦-૩૧ D. S. Jhala.
પોલીસ કમીશ્નર, સ્વ. ધ્રાંગધ્રા

ઉપરના હુકમમાં મારજીનમાં જે નવ શખ્સોનાં નામ લખાયાનો ઉલ્લેખ છે તે નામો નીચે મુજબ છેઃ

(૧) માણેકચંદ નાનજી (૨) ડાહ્યાલાલ ઓઘડ
(૩) ભગવાનજી જગજીવન (૪) રતિલાલ અમૃતલાલ
(૫) સુખલાલ રામજી (૬) હીમ્મતલાલ નાનચંદ
(૭) નાનાલાલ મોરારજી (૮) ટોકરશી વખતચંદ
(૯) પાનાચંદ ત્રીભોવન.

૫૮. આ હુકમમાં નામદારશ્રી હજુર ઓફીસના હુકમોનો હવાલો આપવામાં આવ્યો છે. પણ તે હુકમો પ્રસિદ્ધ થયા નથી. તેથી તે કોણે કર્યા છે તે જાણવા સાધન નથી. પરંતુ એક હકીકત સ્પષ્ટ છે કે જો કોઇ પણ માણસે કાંઇ પણ ગુન્હો કર્યાનું કહેવામાં આવતું હોય તો તેના ઉપર રીતસર કામ ચલાવી તેનો બચાવ કરવાનો હક્ક કાયદાએ આપ્યો છે તે ભોગવવા આપવો જોઇ
એટલું જ નહિ પણ રાજ્યના વતનીઓને વગર ...ે તે
સામે શું પુરાવો છે તે જણાવ્યા સિવાય
તેનો પુરાવો આપવાની તક
કરવાનો કોઇ કાયદો છૂટ આપતો ન
પણ આવી રીતે હદપાર કોઇ
માલમીલકત ધરાવનાર કુટુ
હુકમને આધારે હદપાર કરવો
અમને લાગે છે.

...ના લઇ
...પોલીસ ઇન્સ્પે-
...ના લઇ ગયા અને
...હજુર હુકમ છે અને તમને હદપાર
કરવા ..." ...વાએ લેખિત હુકમ માંગ્યો પણ આપ્યો નહિ. તેઓને મોટરમાં બેસાડ્યા. મોટરમાં ચંદુલાલ, ડોસુભા, તેમજ એક બીજો પોલીસ હતો. ઘનશ્યામપુરના રસ્તે મોટર હંકાવી અને છેવટે મોરબીની હદમાં નીચીમાંડળથી દોઢ માઇલ દૂર મોટર ઉભી રાખી અને ટોકરશી અને પાનાચંદને ઉતાર્યા. પાનાચંદને મોટર પાસે ઉભા રાખ્યા અને ટોકરશીને લઇને ચંદુલાલ તથા ડોસુભા બે ખેતરવા દૂર મોરબીની હદમાં ગયા. બે ખેતરવા પહોંચ્યા પછી ચંદુલાલે ટોકરશીને કહ્યું કે "લેખિત કાંઇ જોઇએ છીએ" એમ કહી ચાર ગુરદમવાળા હંટર ટોકરશીને માર્યા; ડોસુભાએ પણ ટોકરશીને ચાર હંટર માર્યા, અને કહ્યું કે "હવે હદમાં આવ્યો તો ગોળીબહારથી મારીશ." ટોકરશી નીચી-માંડલ ગયા અને અજાણ્યા સોની વાલજી ગોકળને ત્યાં ઉતર્યા, ત્યાં શેક તાપ કર્યો, અને રૂા. ૨૧ ઉછીના લઇ બહારગામ ગયા. પાનાચંદને પણ ગોળીબહારની ધમકી આપી કાઢી મુક્યા. નીચી-માંડલમાં બન્ને ભેગા થયા.

૬૦. ટોકરશી હળવદ માજનમાં અગ્રેસર છે. તેને હળવદમાં ૨૦ હજારની સ્થાવર મીલકત છે. અને ૨૦ હજારનો માલ અને ઉઘરાણી છે. પાનાચંદ પણ સ્થાવર મીલકત ધરાવનાર છે. તેઓને હદપાર કર્યા તે અગાઉ કોઇ જાતની તૈયારી કરવાની તક આપવામાં આવી નહોતી. તેમજ શું કારણે હદપાર કરવામાં આવે છે તે પણ જણાવ્યું નહોતું. આ પ્રમાણે પ્રજાજનોને પોતાનાં કુટુંબની કે ચાલુ ધંધાની કાંઇ પણ સગવડ આપ્યા સિવાય એકાએક ચાલ્યા જવા અને અજાણ્યા પ્રદેશમાં કોઇ પણ જાતનાં સાધન વગર મુકી દેવા એ ચિતાર હૃદયદ્રાવક છે.

૬૧. ટોકરશી વખતચંદને જે માર મારવામાં આવ્યો હતો તે તેણે ડૉ. રામજી પાટડીયા (M. B. B. S.)ને બતાવેલ છે. અને તેમણે તા. ૨૭-૧૦-૩૧ના રોજ તપાસેલ છે. એમ તેમની જુબાની આંક ૬૧થી જણાવેલ છે. ડોકટરે ટોકરશીને લાગેલ માર[illegible] ભિન્ન ભિન્ન [illegible] જણાયા છે. એટલે [illegible] [illegible] મળે છે.

ઉપરનાં કારણોથી અમારો નિર્ણય નીચે મુજબ છે:

(૧) ઉપરના પારા ૬ના પેટા પારા ૧-૨-૪માં જણાવેલ લાઠીચાર્જ થયો હતો. (જૂઓ પારા ૧૪, ૨૦ ને ૩૧)

(૨) એ લાઠીચાર્જ કોઇ પણ કાયદેસર કારણે નહોતો. (જૂઓ પારા ૩૫થી ૩૭)

(૩) આ લાઠીચાર્જ કરવામાં સામેલ હોનાર અમલદારોનાં નામ ઉપર આપવામાં આવે છે. (જૂઓ પારા ૩૮)

(૪) તે ઉપરાંત તા. ૨૨-૯-૩૧ના રોજ જુદા જુદા માણસોને જૂદે જૂદે સ્થળે માર મારવામાં આવ્યો હતો અને તેને માટે કાંઇ પણ કારણો નહોતાં.

(૫) હળવદમાં તા. ૨૧-૯-૩૧ તથા તા. ૨૨-૯-૩૧ તથા તા. ૨૨-૧૦-૩૧ના રોજ લાઠીચાર્જ કરવામાં આવ્યો હતો અને તેને માટે કાંઇ પણ કારણો નહોતાં.

(૬) ધ્રાંગધ્રા સ્ટેટ ડીસ્ટ્રીકટ માજીસ્ટ્રેટ સાહેબનો ન. ૩૦૦ તા. ૨૬/૨૭-૧૦-૩૧નો હુકમ કાયદાની વિરૂદ્ધ છે. (જૂઓ પારા ૮-૯)

(૭) ધ્રાંગધ્રા હળવદના નવ માણસોને હદપાર કરવાના હુકમ સંબંધે અમારો મત પારા ૫૮માં જણાવેલ છે.

(૮) સદરહુ હુકમનો અમલ ગેરવાજબી રીતે કરવામાં આવેલ છે. (જૂઓ પારા ૬૦)

(૯) તે હુકમ મુજબ ટોકરશી વખતચંદને લઇ જતાં રસ્તામાં તેને માર મારવામાં આવેલ છે. (જૂઓ પારા-૬૦-૬૧)

(૧૦) જે જે પોલીસના માણસો કે બીજાઓ આમાં સામેલ હોય તેને શોધી કાઢી, તેમની જવાબદારી ઇન્સાફની રૂએ નક્કી કરવા માટે સ્ટેટે પગલાં લેવા જોઇએ. (પારા ૨૩)

તા. ૧૪ માહે ડીસેમ્બર સને ૧૯૩૧

રામજી માણેકચંદ
છગનલાલ મનોરદાસ
છોટાલાલ પિતાંબર ઓઝા